શ્રી.

# શાલીવાહન

## નાટકનાં ગાયનો.

---

### શ્રી દેશી નાટક પ્રકાશ માટે

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા. લલ્લુભાઇ શામળદાસ.**

---

આવૃત્તિ પેહેલી.



---

## અમદાવાદ

સંવત ૧૯૬૫ સને ૧૯૦૯

કિંમત ૦-૨-૦ (બે આના.)

# શ્રી શાલીવાહન નાટકનો ટુંક સાર

---

## અંક ૧ લો.

---

### મંગળાચરણ.

નટી સુત્રધાર સંવાદ.

૧ લો—શાલીગઢના રાજા શાલીવાહનની રાણી મૃણાલવતીનો સારા રસ્તે ચલાવવા દાસીનો બોધ. રાણીનું ધીક્કારવું દાસીનું જવું. રાજા શાલીવાહનનું આવવું; રાજા તથા રાણીનો સંવાદ ઋષીરાજનું આવવું; ઋષીરાજનું રાણી મૃણાલવતી વ્યભીચારી હોવાના સંબંધથી તેને છોડી રાણી વીરમતિને મનાવવા ઉપદેશ કરવો.

૨ જો—ભગુ પટેલનો તથા ચકુઆ ગડીઆનો એકરમુજી ફારસ

૩ જો—ઋષીરાજના કહેલા પ્રમાણે શાલીવાહન રાજાનું જવું; મંછો તથા તારાચંદનું આવવું; તારાચંદનો મંછાને ખરાબ રસ્તે દોરવવા પ્રયત્ન. બન્નેનું જવું.

૪ થો—મોતીજાન નાયકાનું ઘર: મોતીજાન નાયકા તથા તેની દાસીનો; તારાચંદને ઠગી તેને દાર કરવાનો વિચાર સુધરેલા તારાચંદનું મોતીજાન પર આશક થવું; તેનું આવવું; બન્નેનો સંવાદ; તારાચંદને ખોટા પ્યાર બતાવી બન્નેનો શંકેત થવો તારાચંદને બનાવવું દાસીનું આવવું, બન્નેની તકરાર.

પ્ર. ૫ મો—કાળુ ખવાસ પોતાના હાલ બ્રાહ્મણને પુછી ખુશાલી
માં આવવું; પોતાનો આનંદ દરસાવવો; મૃણાલવલીનું
આવવું, બન્નેના પ્યારનો સંવાદ; રાણી વીરમતિને
પુત્ર થયાની હકીકત જાણી, બન્નેનું દીલગીર થવું;
બન્નેનો રાજા શાલીવાહનને મારવાનો સંકેત; બન્નેનો
રાણી વીરમતિના પુત્રને નદીમાં ફેંકી દેવા સંકેત કરવો,
બન્નેનું જવું.

પ્ર. ૬ ઠો—તારાચંદનું તથા મંછાનું આવવું; મોતીજાન નાયકાને
સાથે લઇ જવા તારાચંદનો આગ્રહ તેનું નાકારવું;
બન્નેનું રસ્તામાંથી જતાં ઠોકર વાગી પડી જવું; મં-
છાને સોના મ્હોર જડવી તારાચંદને હાથે સોય વાગી
લોહી નીકળવું; રાજા શાલીવાહનનું ગુપ્ત રીતે બન્ને-
નો સંવાદ સાંભળવો. તારાચંદના ઘણાજ આગ્રહથી
બન્નેનું મહાત્માનો મુકામ પાસેજ હોવાથી તેમના
દર્શનનો લાભ લેવા જવું.

પ્ર. ૭ મો—મંછાનું તથા તારાચંદનું રૂપીના આશ્રમે આવવું, તે-
ટલામાં શાલીવાહન રાજાનું પણ ગુપ્ત રીતે આવવું;
રૂપીરાજાનું મંછાને તથા તારાચંદને બોધ દેવો.

પ્ર. ૮ મો—મોતીજાનના ઘેર નથ્થેખાં પતેખાંનું લાસ લઇ આવવું;
તારાચંદના બદલે બીજા માણસનો ખુન; રાજા શાલી-
વાહનનું આવવું ને મોતીજાનને ધીકારવું.

પ્ર. ૯ મો—તારાચંદનું તથા મંછાનું આવવું; મોતીજાનને સી-
પાઇ પકડી લઈ ગયા તે બાબતનો વિચાર; રાજા

શાલીવાહનનું આવવું તારાચંદને પકડવું.

પ્ર. ૧૦ મો–મજુ પટેલનું આવવું, તેનો કચેરીમાં જવા સંકેત.

પ્ર ૧૧ મો–રાજા શાલીવાહનનો દરબાર, કેદીઓનો ન્યાય; મોતીજાનને યોગણ બનાવી મંદીરમાં રાખવું; તારાચંદ સીવાય બધાઓને દેશપારની સજાનો હુકમ ફરમાવવો, કાળુજી ખવાસનું આવવું, પટરાણી વીરમતિનું ખુન તથા પુરણમલ ગુમ થયા વીશે હકીકત દર્શાવવી; રાજાનો ખેદ રૂપીરાજનો બોધ ન માનવાંથી રાજ્યમાંથી રૂપીરાજનું ચાલ્યા જવું, શોક

## અંક ૨ જો.

પ્ર. ૧ લો.—જોગીઓનું તથા રૂપીનું નદી પર આવવું: નદીમાંથી તણાતી આવતી પેટી જોગીઓને મળવી; ને તે ખોલી જોતાં તેમાંથી પુરુષસીંહનું ગળવું, રૂપીરાજનું બાળકને લઈ જવું.

પ્ર. ૨ જો—મૃણાલવતીનો રાણી વીરમતિ તથા પુરણમલ વીશે ખોટો શોક રાજાનું આવવું; મૃણાલવતીનું રાજાને રૂપીરાજ ઉપર ખોટો કલંક ચડાવી ઉશ્કેરવો.

પ્ર. ૩ જો—તારાચંદ તથા મંછાનો વાદવિવાદ.

પ્ર ૪ થો—રાણી મૃણાલવતી તથા કાળુ ખવાસના પ્યારનો સંવાદ બન્નેનું આનંદનું ભોજન.

પ્ર. ૫ મો—રૂપીરાજે કુમાર પુરણમલને ભણાવી હોશીઆર કર્યો અને કાસ્મીરના રાજાની પુત્રી ચંદ્રભાગાને જો-

વા મોકલવા ઉપદેશ. કુમારનું કાસ્મીર જવું.

પ્ર ૬ ઠો—ચંદ્રભાગાનો સખીઓ સાથે બગીચામાં ગરબો; પુરણમલનું ગુપ્ત રીતે આવવું; ચંદ્રભાગા સુતી છે; ચંદ્રભાગાનું હાથનું કંકણ લઇ જવું; ને દોહરો લખી ચેતાવતા જવું, કુંવરીનું જાગૃત થવું ને અફસોસ પાછળથી નૃપાલ રાજાનું આવવું, હકીકત સાંભળી કંકણના ચોરનો તપાસ.

પ્ર ૭ મો—તારાચંદ તથા મંછાનું નોકરી અર્થે કાસ્મીર આવવું ચંદ્રભાગાના સ્વરૂપનું વર્ણન કરતાં સિપાઇઓને કંકણના ચોર સંબંધી વ્હેમ આવતાં તારાચંદને પકડી લઈ જવું, પાછળથી પૂરણમલનું આવવું, અને મંછાનું મળવું; તારાચંદને છોડાવવા વીશે બન્નેનો પ્રયત્ન.

પ્ર ૮ મો—રાજા નૃપાળની કચેરી તારાચંદનો ઇન્સાફ તારાચંદનું નાકબુલ થવું; મંછાનું આવવું; કંકણના ચોરનો પત્તો આપવો; પુરણમલનું આવવું; કંકણ જાહેર કરવું; તારાચંદનું છુટવું; ચંદ્રભાગાનો કંકણનો ચોર બતાવવાની હઠ; પુરણસીંહનું ગુરૂજી પાસે ભીક્ષા લઈ જવા ચંદ્રભાગાને કહેવું, ચંદ્રાભાગાનું તથા પુરણમલનું સાથે જવું.

પ્ર. ૯ મો—તારાચંદનું તથા મંછાનું આવવું; તેમનો સંવાદ.

પ્ર ૧૦ મો—પુરણમલ તથા ચંદ્રભાગાનો સંવાદ.

પ્ર ૧૧ મો—રૂષીરાજ પાસે પુરણમલ તથા ચંદ્રભાગાનું આવવું; ચંદ્રભાગાની કંકણના ચોર વીશે હઠ; પુરણમલનું કંકણના ચોર વીશે જાહેર થવું.

# અંક ૩ જો.

પ્ર. ૧ લો—જોગીઓની જમાત શાલીગઢમાં પુરણમલને રૂપીરાજનું મોકલવા વીશે કહેવું, બાદ રૂપીરાજના હસ્તે ચંદ્રભાગા તથા પુરણમલનો હસ્ત મેળાપ, પાછળથી તારાચંદ તથા મંછાનું આવવું; રૂપીરાજ તથા મંછાનો સંવાદ પાછળથી ચંદ્રભાગાને તારાચંદનો સંવાદ તારાચંદ તથા મંછાનું છુટું થવું.

પ્ર. ૨ જો—પુરણમલનું શાલીગઢમાં આવવું ગુપ્ત નગર ચર્ચા જોવી.

પ્ર. ૩ જો—મૃણાલવતી તથા કાળુ ખવાસનો રાજા શાલીવાહનને ઠાર મારવા પ્રયત્ન પુરણમલનું ગુપ્ત રીતે સાંભળવું, બન્નેને આંધળા કરવા.

પ્ર ૪ થો—મોતીજાનની પ્રભુ પ્રાર્થના.

પ્ર. ૫ મો—રાજા શાલીવાહનની રાજ્ય સંબંધી વ્યવસ્થા વીશે એકાંતમાં વીચાર પાછળથી સુઈ જવું; પુરણમલનુ આવવું; હોકાની નળી લઈ તે બદલ સાંઠો મુકી ચાલ્યા જવું.

પ્ર ૬ ઠો—પુરણમલ, મૃણાલવતી તથા કાળુ ખવાસનું આવવું પુરણમલે બન્ને પાસેથી ધમકી દઈ વાતચીત કઢાવવી અને ધીટકાર દેવો.

પ્ર ૭ મો—રાજા શાલીવાહનનું રાજ્યથી કંટાળવું; પ્રધાનજીએ ધીરજ આપવી, કાળુ ખવાસ તથા મૃણાલવતીને બા-

જ રૂપમાં લઈ જાદુગર. વેશે પુરણમલનું આવવું. જાદુના વીંધાથી કાળુ ખવાસ અને મૃણાલવતી પાસેથી તમામ હકીકત બનેલી જાહેર કરાવવી પા-છળથી રૂપીરાજનું આવવું; મૃણાલવતી વ્યભીચારી છે એહેવા શાલીવાહનની ખાત્રી થવી પુરણમલનો રાજ્યાભીશેક. આનંદ.

( સમાપ્ત )

# મુખ્ય પાત્રો.

શાલીવાહન ... ... ...શાલીગઢનો રાજા,
મૃણાલવતી ... ... ...તેની માનીતી રાણી
પુરણસીંહ... ... ... ...ગુમ થએલો તેનો પુત્ર.
ચંદ્રભાગા... ... .... ....કાસ્મીરના રાજાની પુત્રી.
નૃપાળસીંહ ... ... ...કાસ્મીરનો રાજા.
તારાચંદ ... ... ... ...એક વાણીઆનો છોકરો.
મંછો... .... ... ... ....ભગુ પટેલનો દીકરો.
મોતીજાન ... ... ... ...નાયકા
રૂપીરાજ .... ... .... ...શાલીવાહનના ગુરૂ.
ભગુ પટેલ ... ... ...મંછાનો બાપ.
ચકુઓ .. ... .... ...ગઢીઓ.
કાળુ ખવાસ .... ... ...મૃણાલવતીનો આશક.
સીપાઇઓ, દરબારીઓ, સ્ત્રીઓ, વારાંગ્નાઓ વીગેરે.

# શ્રી દેશી નાટક પ્રકાશ.

શ્રી.

# શાલીવાહન.

નાટકનાં ગાયનો.

---

## અંક ૧ લો.

## મંગળાચરણ.

સુત્રધાર-નટી— ૧

શાન્તિ વિશ્વ માંહે વ્યાપી
અમર કીર્તી જગ સ્થાપી
ૐ ખલક તારનાર સકળ શ્રૃષ્ટીનોરે સાર
ઘટ ઘટ વ્યાપક અજર અમર ૐ
પ્રાણી જનના વીભુ શીરપર ૐ—શાન્તિ.

નટી— ૨

હૃદયે જામ્યા નરએ નામી
લાગે અહો નીશ એજ આ:ામી
પરખ્યા પુરણ પ્રેમી
વ્યાપી અનહદ વામી
આનંદપુરના ધામી
સકળના વિશ્રામી-હૃદયે૦

દાસી— ૩

આવી શી ઉદાસી મારી વાહલી તને શું થયું
અમુલખ ચીંન્તામણી શું રે હાથથી ગયું
બોલ એની મારી, ચીંન્તાને વીસારી,
જાણું આશરેથી હું તે યુવાપુર બીજે વહ્યું—
ભૂપતીની રાણી, કેમ ખચકાણી,
ગુણીયલ ગતિ વીના ગંગાજળ થોડું રહ્યું
જીંદગી તો ચાલી સુનીતી લે મ્હાલી—આવી૦

દાસી — ૪

સદા ચરણથી રીઝે હરનીશ પાલન હાર
વ્યભીચારી નરનારીનો પ્રભુ કરે સંહાર
ચઉદ બ્રહ્મ એકજ કીરતાર
વૃથા કરણીએ કંઇ નહીં સાર
સુમતિ સાગર મ્હાલે જય જયકાર
નીશદીન સઘળું જોતો જગદાધાર.

મૃણાલવતી-દાસા— ૫

વાગીએ જાણે કટારી વાગી તે જાણે
તનડું એ તાણે અહો નીશ તનડુ એ તાણે
જાણે એ માણે જીવન એ એંધાણે
સફળ સૌએ પ્રમાણે આનંદ નહીં ઠેકાણે-વા૦
જગ જનમી શો સાર છે ભોગવા ભોગ વીલાસ;

માફ કરો ઓ માવડી ઉપજે અતિશય ત્રાસ
લાડુ મોટો પરભાણે ગંગાસંગ અસર ન પાણે-વાગી૦

મૃણાલવતી— ૬

હાયહાય તગદીર શું ખુટયું પોગળ લાગે છે ફૂટયું
એ ગુપ્ત તીર કયાં છુટયું આ તનમન કોણે લુટયું
ઇશક નીર ખારૂં ખારૂં રે નાવડું ડુબ્યું—હાય૦
હવે તો નથી જડતું જીવવાનું બારૂં
સો મારાથી છે ન્યારૂં સકળ ફઠયું—હાય૦

ભગુ પટેલ— ૭

સો પ્રભુની બોલો જય, મારા સમ, પ્રભુની બોલો જય
થાજયો કળજકનો લય મરવાનો મોટો ભય
કેક કામ ક્રોધ માયામય-સઉ પ્રભુની બોલો જય
સામો સકનમાં મળ્યો બાડો
આવતાં રસ્તામાં આવ્યો ખાડો
પડયો પઠં હેતેકે આડો
હવે સમજી કરે ઉદય-સો૦

ભગુ પટેલ— ૮

ભુખડાં લત્તાંનો નથી પત્તા રૂપીઆ ગયા રોકડા

કાળા મોના હું મંતરીએ કર્યા મારા દોકડા
પકરો, દોરો, મારો,
બારશીઆ જુગારીનો શેરોમાં મોટ્રો ત્રાસ
ફોહલાવીને ઘુંજું કાપી રસ્તો કાપે ખાસ.
પકરો, દોરો, મારો,

તારાચંદ-મંછો— ૯

જગમાં ઝાઝું ભક્તાગું રાખે તે જન દુખીઓ થાય
મોજશોખમાં મગન રહે તેતો સુખીઓ કહેવાય
ઉત્તમ રંડીબાજી, તું શું જાણે પતરાજી
ધણી વીનાનું ઢોર હરાયું દામદામ અથડાય
પર ખેતર ચરતાં પકડાયું અંતે એ કુટાય
ખુબ ગોદા ખાશો, ત્યારે પુરા પસ્તાશો
ખાય પીયે ધન ખુબ ઉડાવે તેના છે પોબાર
સાર સુખ સુંદર રમણીમાં સુધારો સંસાર—જગમાં૦

મોતીજાન-દાસી— ૧૦

ભુતળ રૂપ તણો હું નમુનો મદન મારો નોકર જુનો
પુરી બણી ઠણીરે બાળા—વારે૦
રંગીલું ને રસીલું રૂડું મુખડું જોતાં જેને થાય સુખડું
કડું મોઘું મોહ મણીરે—બાળા૦

કયા તરંગ સાગરમાં ડુબી લખપતિને આપેલી તે તુંબી
સુંદર યોવન ઉમદા ઓપતું ઉપવન સુખ છોડને રોપતું
કોણ રણી ધણીરે—બાળા-ભૂતળ૦

દાસી-તારાચંદ ૧૧

મારૂં ચતુર શીરોમણી સાંભળશો
અબળા કહેવું અંતર ધરશો
મુંઝાએલ વારે ચડશો
પરકારજ હીંમત ધરશો
તેનું આંતરડું દુઃખે છે
એથી મરડાઈ રહે છે
એને શુંરે થયું, કંઈ વાલું ગયું, કે દુઃખ થયું-તમે૦
કર પટકી કુટે કંગનીઓ
જાય છટકી ખાય તનમનીઓ—મારૂં૦

તારાચંદ-મોતીજાન— ૧૨

રાજી ખુશીથી બોલો, તજી મેલ ઉમળકા ખોલો,
ઓ ભારે, કાંઇ થાય છે. (૨)
તનમન ધન સઘળું તારૂં, હવે બાળાનું હીલ ધારૂં,
આનંદે સરવે સારૂં, નડે નહીં ઝારી બારૂં,
એક બોલ માગું અણ મોલો—રાજી૦

મોતીજાન-તારા—                    ૧૩

મારા નાથ નગીનારે હું છું દાસી સદાની
તનકુ અરપણ તમનેરે કીજ્યો સદાની ધારી
વા રઢીઆળા શરણે બાળા
સંકટ હરણ કરણ દીલદાર તારાપર સધળો આધાર
ગૌર વરણની ગુણીયલ નાર હાજર સનમુખ છું તૈયાર
રમણી રસીલી, રંગીલી છબીલી,
અરે વાહ વાહ વાહ—મારા૦

મોતીજાન—                    ૧૪

તારા પ્રેમની લગની લાગી ઝબકી જાગી
પ્રીત વીણા રોમે રોમ વાગી—ઝબકી૦
સ્વામી સલુણા મળ્યા સોભાગી
આનંદ મુરતી સરવેમાં રાગી
અવર ઉપાધી દો ત્યાગી—ઝબકી૦

મોતીજાન-કાસી—                    ૧૫

તું કપટ ઝપટ કરનારી તું કામણગારી નારી
તારી કરે જે યારી તેની તો તરત ખુવારી૦
બસ હું તારાથી હારી૦
જાનીમાની રહે વારી—તું કપટ૦

તારા સમ દુરા ચારી, નરકે સૌને દોરનારી,
બાંધી મુડી લાખની,
ઉઘાડે રાખની,
ચાલો, ચાલો—તું કપટ૦

કવ્વાલવતી-કલુ— ૧૬

પીયુ મારા પધારજ્યો તમે
દેખી મન મગ્નતો અમે
હો રંગીલા વા રસીલા
જીવન મારા થશો નહીં ન્યારા
ગભરાશો નહી પાસે છું દારા
જાય ત્રી વીધી સૌ દમે...પીયુ૦

મંછા— ૧૭

પ્રભુની ભકતી સકળ શકતી ભૂલે અભાગી પ્રાણી
સુજશે એમાં અનંત મુકતી ચતુર લેતા જાણી
જેવા પ્રસંગનું પાણી તેવીજ તેની વાણી
ગળીમાં ભળે ના મેળવણી
તેમ પ્રસંગની કેળવણી—પ્રભુ૦

મંછા— ૧૮

જ્ઞાન ઘર સુખકર સુંદીર મંદીર અંદર તરવરતા
મનહર મુનીવર નરવર દુરજટી સમશીરે જટા

સમાધી સાધી ઉપાધી બાધી બાંધી પ્રભુ ચરણે
રાગી તણા અનુરાગી સરવે ત્યાગી રહ્યા હરી શરણે
લેલાટ શ્રૃષ્ટી શુભલતા
સંસાર સકળ ખીલવતા—ગગન૦

મોતીજાન—સિપાઇ— ૧૯

પાપનો પ્રભાવ હાય હવે ભાવે પ્રગટ્યો
લાગતો સમય સુખ દીન હવે પલટ્યો
ચુપ.................................
રાત દીન કાયે વ્યભીચારને રટ્યો
અસત કરણી થાતાં શાન્તી છાંયડો ઘટ્યો
હાયરે હત્યારણીનો દીન ઉલટ્યો
લોભ ઝાંઝરે ભરાતાં વીંછુવો કટ્યો—પાપ૦

ભગુ પટેલ— ૨૦

વ્હારે ચઢજ્યો સીતા રામજી
હવે પડ્યું તમારૂં કામજી
મુઠીમાં કુટી નહી બદામજી
જેરે ગણું તે તારૂં નામજી
સંતોની સાચ કરો સ્યામજી
ઘટ ઘટ તમે છો આતમ રામજી

સખીઓ— ૨૧

ન્યાયી નીપુણ હો નગર નરેશા છત્રપતી શુરવીર છોરે
પ્રબળ સબળ ભૂતળપર સુંદીર રવી સમ સમ
ધીરવીર હોરે
જગ સરદારી તુંમપર વારી સૌ હરણારી અતિ હરખે
બીર બળ ધારી કીરતી તારી છે જગ પ્યારી સૌ સરખે
છનનન ઝુમ ઝુમ નાચો સઉ ઝુમ ઝુમ શીરોમણી
ગુણ ગંભીરછોરે—ન્યા૦

અંક ૧ લો સમાપ્ત.

જોગીઓ— ૨૨

જુના ધર્મ હ્યો જાણી મારા સંતો જુના ધરમ
હ્યો જાણીરે—રામ૦
નદી કીનારે કોઇ જન ઉભો તૃષા તે નવ સમાણી
કાંતો એનું અંગ આળસુ સરીતા ખરે સુકાણી—મા૦
કલ્પતરૂ તળે કોઈ જન બેઠયો ક્ષુધાને ખૂબ પીડાણી
નહી એ કલ્પતરૂ જરૂર બાવળીએ ભાગ્ય
રેખ ફેરાણી—મા૦

સ્રી સમાજ— ૨૩

એકદમ આ શું રંગ ભંગ હા થયો
પ્રેમી પરૂણો અચ બુચ કયાં ગયો
વૃદ્ધ ભાગ્યશાળીને ભૂલાવી કયાં વહ્યો

વીર મુર્તિને લઇને વીદેશી થઇ રહે
કરમે લખ્યું કેણ મીથ્યારે કરે
જ્ઞાનીનું પ્રબળ નહી ફેરવ્યું ફરે

શાલીવાહન— ૨૪

હવે નહિ વિશ્વાસ કોઇનો આણું
તારા સમ હીતકારી નવ જાણું
આપું તને મોંઘો માગ્યું નજરાણું
ચુકું નહી તારૂજ વચન ટાણું
પાપીઓનું પાપ અતિ ઉભરાણું
સાધુડાંની સંગત ફળ જણાણું.

મંછા— ૨૫

જનુની કુખે જ્યારે સોંપડીઓ ત્યારે શુંરે લાવ્યો હતો
અભાગી—જોને તું જાગી૦
પાળી પોશી તને કોણે ઉછેર્યો તેને દીધા શું ત્યાગી
જોને તું જાગી૦
ઉદર અંદર તારી રક્ષા કીધી તેનો કરતું વીચારરે
જનમ્યા પછી કોણે દુધ મોકલીયું તેને તું સંભાળ
જોને તું જાગી૦
ઉત્તમ કુખે ધરણી માતને સોંપ્યો શાને કાજરે
બદલો તેનો શુંરે દેવો છે શીરપર ચઢતું વ્યાજ
જોને તું જાગી૦

કૃષ્ણા-કાળુજી— ૨૬
આરે બાળાના છોગાળા ને રૂપાળા મરમાળા શાણા
મીતમજી
પ્રેમધારા વારે દારા મન મારા તન તારા સરખી વાલમજી
જોડલું અવીચળ રાખશે શ્રી હરી
ભાવથી મન ગમતો વર હું વરી
લાગે તારી કાલી કાલી વાણી લોભાણી
વાહરે મારી વાલી વાલી રાણી પટરાણી.
જયવિજય— ૨૭
આપની કૃપાએ કહો શું નથી બનતું
કીડીપર કટક રેમથી નભતું
કીધો ઉપકારી ભારી મને ભણાવ્યો ગણાવ્યો રાખી કને
ઉપર આકાશ મારે નીચે ધરતી
ગુરૂ કૃપા આશીશ રક્ષા કરતી
જયવિજય— ૨૮
રામ બાણ વાગ્યાં હોય તે જાણે એજ અમર પદમાણે
ધ્રુવને વાગ્યાં પ્રહલાદને વાગ્યાં ઠરી ન બેઠયા ઠેકાણે
ગર્ભવાસ સુખદેવને વાગ્યાં વેદ વચન પ્રમાણે-રામ૦
સતિ મીરાંને મારવાને રાણાજી ખડક તાણે
ઝેરના પ્યાલા ગીરધરલાલાએ આરોગ્યા અમૃત ઠેકાણે-રામ૦
નરસીંહ મેતાની હુંડી સ્વીકારી સરજન હારે શાણે

આગળ સંતો એવા અનેક ઉધાર્યા ધનો ભકત ઉર
આણે—રામ૦

સાહેલીઓ— ૨૯

ગરબો.

તારો અલબેલો લાલ મધુપુરમાં વસે મધુપુરમાં વસે
યદુકુળમાં વસે—તારો૦
વાંસલડીના નાદથી રીઝાવે ત્રણ લોક, મળશે તરૂણ
બાળુડો ઉદાસી રહેતી ફોક.
કહ્યું જાય નહીરે સહ્યુ જાય નહીરે—તારો૦
લજ્યા મરડી મન વીશે મંદ કરે વિચાર ગુમ
વેદના હૃદયની જબરો તેનો માર
વાલી વીરહ પીંજરમાં પુરાણી માંહે વારી વીના
અકળાણી મુંઝાય મદનની તાણી મળશે ધીરી
રહે સારંગ પ્રાણી—વાલી૦
રત્ન જડીત છે પાંજરૂં અંદર અતિશય સુખ. બીજા
સુખને શું કરે ભાગે નહી મન ભૂખ
એનું ઘેરૂં ગુલાબી મુખ કેમ પીંગળે ચળે એ નહિ
હૃદયે જાગ્યા કૃષ્ણજી પરીબ્રહ્મ ભરથાર
શાન્તી કારણે પ્રણવતી કાન્તી સાર કીરતાર—કહ્યું.

સખી—ચંદ્ર— ૩૦

રસીયોરે કોઇ રસીક પ્રેમી જુવતી ડુબતી તારે

મદઘેલી તર તુકી નારી તરૂણુ બની વારે
દીવાની છાનીમાની રહે જાણી
કેમ હઠીલાઈની વદે વાણી
અલબેલી મારી બણી ઠણી અરે વારે
હારીબા હારીબા હારી તમારાથી કોણુ કુટે શીર
આટલું તારાથી
રટણુપતિનું છાને માને રટે વારે રસીયો૦
પુરણુસીંહ— ૩૧
આતે શું ઘન મંડળથી ચાંદરણી રીસાઈ આવી
પચરંગી વીમળ કમળ મુખ મુકીને સુતી મલકાવી
કોમળ સુંવાળી જાણે મદનની ચાવી
કયા હીણુ ભાગી અવની અબળા રીસાવી
મનહર મુરતી મધુરી ખુબ સુરતી
પણુ મન મુરખી અધુરી આજે નીરખી—આતે૦
ચંદ્ર— ૩૨
અંતરથી આરાધુ જગત સ્વામી
સદા સત્ય સેવાએ વેદના વામી
નયણે નીહાળુ જગત સ્વામી
રાધા નટવર માન્યો હોય ખામી
પ્રેમે મળીઆ આતમ રામી
હરખે વધાવો ગેબી ગામી—અંત૦

પુરણસીંહ—　　　　　૩૩

દીનાનાથનું રટણ કરી માગું એટલું
આપો શુદ્ધી બુદ્ધીરે બતાવો કરૂં તેટલું
અકળ ગતિ તમારીરે લેજ્યો જીંદગી સુધારીરે
નીરાધારરે આ બાળ તેનું કરજ્યો ભલું-દીના૦

સઘળાં—　　　　　૩૪

ધ્યાન ધરૂં અરિહર તણું સાર સત્વ એજ લણું
ગાણું નીશ દીન મગન મગન
ત્રીવીધી થાય અગન અગન—ધ્યાન૦
મધુરી મુર્તિ કેવી દીપે વીકટ માંહે તેથી ક્ષીપે
પ્રબળ શુર રેજ ઘણું—ધ્યાન૦

વારાંગ્નાઓ—　　　　　૩૫

શુરવીર શીરોમણી શીરપર ગાજે
વરસાવી આનંદ ઝડી બાળયોગીરાજે
વજ્ર રઘુવીર વળ્યા દીલ દેશ રાજે
ચૌદ બ્રહ્મ ઘેર્યું એ મહારાજે—શુરવીર૦

પુરણ—ચંદ્ર—　　　　　૩૬

તનમન અરપણ બાળ યતિ
સકળ સમર પણ મતિ ગતિ
ગુરૂજી કૃપાએ શુભ થાય
વૈતરણી મુકી ગંગા ન્હાય-તનમન૦

વળગી અમર તરૂવર વેલી
પ્રેમ ઘેલી માયા મેલી–તનમન૦

ચંદ્ર— ૩૭

કુંવરજી ધીર ધરી હારી ન જશો જગત નથી
આશરો કરો
રસીકજી રમણી ચીન્તા મણી થશે બાગા
આભારી કરશો
શાણા સંકટ હરણારે મન પરમારથ રમણારે
તારી છટાની નમણારે વળગી જ્હેમ વીટંબણારે
મહાવીરજી સિદ્ધાઈ લચાવી શોધશો-જગત૦

ચંદ્ર— ૩૮

હેહેહે વાગી પ્રીતમ વીણા વાગી
હેહેહે જાગી વીયોગ પીડા જાગી
વીયોગ કયારે ટળે રસીક જયારે મળે
હેહે બન્યુ રાગી બદન અનુરાગી–હેહે૦
પુષ્પ સુગંધી હાર પહેરાવું
અત્તર ફુલેલે પ્રેમે પખાળું
હેહેહે ત્યાગી ભવભાવટ ત્યાગી–હેહેહે.

પુરણ-ચંદ્ર— ૩૯

અતિ અંતરથી અકળાગ્રોમાં ચોર દેખી ડરી નહી જાગો
જોજો આપ ન મેરા આંખોમાં કુંભ દોરી નાંખી ફસાશો

હું મારી ચીદ્વાઈનો દાવ સાધી તારો તસ્કર સોંપું નારી
હવે ચાળા મુકી આ બાળાનો કાળા કાળા બતાવોને
ધીરજ ધારી ઉંકણુ ઉતારી વારીવારીએ નર પરવારી
જાણે મને તો એમ લાગે છે ચોર ઉભો છે સનમુખ તારી
શાણા કુમાર મને આ શું ભાસે
ઘટમાં ધુંચાયા ગીરધારી—ધીરજ૦

સંદ્ર—પુરણુ— ૪૦

કંકણનો ચોર કોઈ બતાવો
આજે આનંદે લઈ લઈ આવો
વારેવા વારેવા
હાં઼આ........................કંકણ
પ્રેમ ગંગા જળે પાય પખાળુ
નારાયણ રૂપ એને નીહાળુ
પ્રીતમ પોપટ પ્રીતથી પાળુ
સજોડે સીતારામ સંભાળુ
જોઈલ્યો જોઈલ્યો કંકણનો ચોર છું.

અંક ૨ જો સમાપ્ત.

જોગીઓ— ૪૧

શીરપર લાલ કલંગી રનમેં ગાજે બજરંગી
લંકાપુરી કે રાક્ષસ થરકે તુંહી હરહર કરકર હરદંગી
જબ લછમનને ધનુષ ઉઠાગ્યો લછમન અભય
ઉમંગી—રનમે૦
ગોરીગોરી સુરતી સાંવરી નાસ્ના તુહી યુદ્ધ કરે લછમનજી
જબ લછમનને ધનુષ મારો ભુજા ઉઠાગ્યો ઝુંગી-રન.
કહે મંદોદરી સુન પીયા રાવન તુંહી
બાત બની બેરંગી ઇંદ્રજીત તેરો મારો હુઓ હય
કુંભકરન અડબંગી—રનમે૦

પુરણ-ચંદ્ર— ૪૨

જય ગુરૂ આશીષે આનંદ આનંદ થાશે
દુગ્ધા અંતરથી તરતજ વીદેશ જાશે
સંત કૃપાએ સાગર તરશે
પ્રભુ ભકતી સઝેડે કરશે
ચરણ પંકજ ચીત ધરશે—જયગુરૂ૦
સતસંગ સૂર્ય હૃદય ઝમકશે
પ્રેમ પાત્ર અવનીએ ચળકશે
ભીડભંજનજી ભળાશે—જયગુરૂ૦

ચંદ્ર— ૪૩

પ્રેમ શકતીએ પ્રભુ વશ કરતા એવા સંતો મોક્ષ

પ્રભુ પરવશ અને સંત સ્વતંત્ર
એણે પ્રભુ વસ સાધ્યા મંત્ર
સંતો આગળ છોટા આવા સંતો આગળ છોટા-પ્રેમ૦

મંછો— ૪૪

શરીર નગરમાં અલખ મુકામ
ગુરૂ કૃપાએ ગેબી ગામ
નયણે નીરખું આતમરામ
એ આદરતો હરનીશ કામ
રઘુવીર સ્મરણુ અખુટ દામ
જ્યાં દેખો ત્યાં ઠામો ઠામ—

પુરણસીંહ— ૪૫

બહુ ટેક એ નરનારી જેણે શીયળ દીપક સંભાળ્યો જેહ
અમુલખ દીવો અખંડ રાખ વીરલા જોડાં સુખીયાં તેહ
જળ ચળ સારસ અવર પંખીડાં જોડેથી મદમાતાંરે
તેમજ અરસ પરસ પતિ પત્નિ સદા રહે હરખાતાંરે
ધન્ય ધન્ય એ બાનું વીરને અવિચળ અવનીપર રહો એહ.

મોતીજાન— ૪૬

નારી બની નકામી હરામી તોફાની દીવાની મસ્તાની
શેતાની અરે-
નીકળી કમજાત ખોઇ સુમતિ સુજાત આ પાપી શરીર
હવે કોણ સંભારે-નારી૦

માને બાપને વીસારી દુરાચારિથીજ યારી
જનુંની લજાવનાર કેમરે તરે કેમરે તરે—ના૦
બની હું ભકતાણી જારીણી જણાણી
જાણું અધમ તરે પ્રભુ ભકતી કરે પ્રભુ ભકતી કરે—નારી૦

બાતીજાન— ૪૭

શ્રીરામ રટણથી રાજીરે આ શરીર પાંજરૂં રામ રટણથી
રાજી

દુનીઆથી કરાજી—આ સરીર૦
કળી વ્યભીચાર કાળે બીછાવી કપટ બાજી
ધ્યાની ના ધ્યાન ચુકાવી ધુણાવ્યા પંડીત કાજી
પછડાતા પામર જીવ પતરાજીરે—આ શરીર૦
ક્ષીણભાગી આતમાને આશાઓ તાજી ઝાઝી
કાળ ટકોરા શીરપર રહ્યા ગાજી
રઘુવીર શરણે આવી લાજી—આ શરીર૦

મૃણાલ-કાળુજી— ૪૮

લટક મટક ધીમે ધીમે આવોને નાથજી
લઇ ચાલો ચટક મટક પ્રેમ સંગાથજી
વાડ વાડ વાડ—લટક
આરે રસીલે કામણ કીધું પ્યારી પ્રીતમપર
વારી વારી વારી

જાણે હું તો થયો ગાંડો ઘેલો દેખી મુખ તારૂં
મારી પ્યારી—
ઓય અલબેલા લાલજી; જાડલું રસાળજી
વાહ વાહ વાહ—લટક મટક૦

મુણા-કાણુજી— ૪૯
અરરર મુઇરે મા ઉઘડયાં પાપ
અરરર મરી ગઇ ઓયરે બાપ
સંસાર સાણુશે સપડાવ્યો સાપ
પુરવના નડયા કરમ સંતાપ
આવ્યો અંધાપો આપો આપ
નકકી કોઈકના લાગ્યા શાપ—અરરર૦

પુરણસીંહ— ૫૦
ઓ દુરાચારી નારી જાને કમજાત
તારી સાંભળી મેં વાત તારા ઓલો પર લાત
તમારા બેહાલ કરૂં ત્યારે જપીને ઠરૂં
હેવાન નાદાન આશો ઉતપાત
પાપીઓને મારી મરૂ જણાવી હકે ખરેખરૂ
જાહેર કરવી સરવે વાત—ઓ૦

પુરણસીંહ— ૫૧
ધીક્ક ધીક્ક ધીક્ક ઓ નારીરે તારૂં પાપ રહ્યું પોકારી—
ફીટ ફીટ ફીટ તારી યારીરે તારી સંગતની ખુવારી—

પરભવના ઘોર પાપ શાયકારી વ્યભીચારી દુરાચારી
બન્યા નફ્ટ જાણે મદન શીકારી લે તો યમદુત ધારી—
ધીક્કા૦

ધન્ય ધન્ય એ જનની જાયા જેણે માયા જીતી મોહકારી-
કાળ એની આગળ કરે લાચારી માટે એ કામણગારીરે-
ધીક્કા૦

પુરણસીંહ— ૫૨

ચટપટ ચેત હેત કર હરી શું મરણ ભમે છે માથે રામ
ધામ ધરા ધન સુત ધણીઆણી સેવક નાવે સાથે રામ
હોય લાખ તે રાખ બરાબર તેમાં નહીં કંઇ તારૂં રામ
ધન સાચું પણ ધર્મ ન સાચો કાં જનમારો હારૂં રામ
એક રામ દશરથ ઘર ડોલે
બીજા રામ ઘટ ઘટ બોલે
ત્રીજા રામના સકલ પસારા
ચોથા રામ છે સૌથી ન્યારા.

પુરણસીંહ— ૫૩

મળ્યાં મનવી ખલકમાં અનેક
નથી સર્વનો સરખોરે વીવેક
કુસંગે ચડે તે પડેરે નારો
વધારો કરે દોષનો તે બીચારો
નથી પુરમાં સંપ લાંબો વીશેશ

અવીચારીને કાન કાચો નરેશ
મતિ ફેરવીરે સતીને સતાવી
વ્યભીચારણી પરણ્યો દેશ ચાવી
બન્યાં અંધ અનંત એ બેઉ મોટાં
પછી લાગતાં સીદ્ધ વચન ખોટાં
હતી વીરમતિ સતિના પ્રતાપે
પછી સંત એ અંશ રાજાને આપે
ન માની કહે સીદ્ધ વચન ખોટાં
વીસારે થયાં સીદ્ધ વચન મોટાં
જણાતો તણાતો નહી ગભે નાંખ્યો
પછી ગર્ભના ચોરની પુટી આંખ્યો
દગાબાજ છીનાળ આ રાંડ કેવી
જાણે જીવતી જ્યોત ડાકણ જેવી
નમાવ્યો ભમાવ્યો ભોળા ભૂપતિને
મળ્યાં ઘોર પાપી સતાવી સતિને
ખોટા પ્યાર પીંજર રાજા પુરાયો
એના પ્યારનો સાર આમાં ભરાયો
કરે લોલ કલ્લોલ પ્રીતમ પ્યારી
રમે રાતને દીન દંપતી જારી
રૂષીરાય એ પુત્ર પાળી ઉછેર્યો
ભણાવી પરીક્ષા લેવાને વીખેર્યો

પછી રેખમાં મેખ ? રીને પેઠયો
કુંવારી જુઓ કુંવરી આ ચીત્ત બેઠયો
પીતાજી સુતા જ્યાં હતા ત્યાંજ ફાગ્યો
વળી હાથ નીશાનમાં સાંઠો લાગ્યો
સોના તણી નળી લઇ એજ નાચ્યો
પીતા હાથમાં પુત્રએ સાંઠો આપ્યો.

રૂપી— ૫૪

તારા રૂબરૂ જોઇ લે પુત્ર તારો
પ્રભુની ગતિ પરખી પુર્ણ પ્યારો.

બન્ને— ૫૫

અચ્યુતં કેશવં રામ નારાયણં
કૃષ્ણ દામોદરં વાસુદેવં હરી
સીધવં માધવં ગોપીકા વલ્લભં
જાનકી નાયકં રામચંદ્ર ભજં

સમાપ્ત.

---

# " છુપી પોલીસ. "

## પોલીસની પકડાઇ અને ચોરની ચાલાકી.

### પહેલી આવૃતિ તુરત ખપી જવાથી બીજી આવૃતિ કાઢી છે તેની પણ જુજ નકલ બાકી છે

સદરહુ પુસ્તકમાં નીચેની બાબતોનો સમાવેશ કરવામાં આવેલો છે.

(૧) મુખમુદ્રા ઉપરથી ચોરની પરીક્ષા. (૨) ઘરઘરાઉ ચોરીઓનો પત્તો મેળવવાની રીત. (૩) છેતરપીંડી તથા પ્રપંચ પકડવાની યુક્ત. (૪) તાલમબાજને ઓળખી કાઢવાની ચિકિત્સા તથા તેમનાં કૃત્ય. (૫) ખુની, ચોર અને ખાતર પાડનારને પકડી પાડવાની ચતુરાઈ તથા પોલિસ અનુભવમાં આવેલાં બીજાં અનેક રમુજી અને ચાનક આપનાર દ્રષ્ટાંતોનો કરેલો સંગ્રહ, વીગેરે વીગેરે.

આ પુસ્તક પોલિસ અમલદારો ધ્યાન દઈ વાંચે અગર વંચાવી જુએ અને તેમાં આપેલી સુચના પ્રમાણે વર્તવાની કોશિષ કરે તો બેશક તેઓ અનેક પ્રકારના ગુન્હા પકડવાના કામમાં ફતેહ મેળવનાં ઉપરી અમલદારોમાં પ્રિય થઇ પડી મોટી પાયરીએ ચઢવાને લાયક થશે; તથા જનમંડળને હરામખોરોના પંજામાંથી સપડાતાં અટકાવશે એમ માનવું છે. તેમજ બીજા સાધારણ ગૃહસ્થો પણ આ પુસ્તક વાંચશે તો તે વાંચવામાં લીધેલો શ્રમ વ્યર્થ નહિ જાય, કેમકે તે તાલમબાજો વગેરેના કાવતરાંથી બચશે અને બીજાને બચાવશે માટે દરેક જણને આ પુસ્તક વાંચવાની ખાસ ભલામણ છે

કીંમત ફક્ત રૂપીઓ એક. વી. પી. પોસ્ટેજ જુદું.

મલવાનું ઠેકાણું-

**ડાકતર ત્રીકમલાલ મણિલાલ પટેલ**

કાળુપુર, ભોઈવાડાની પોળ-**અમદાવાદ.**

# જાહેર ખબર

નીચે લખેલા ખેલોની ચોપડીઓ શ્રી દેશી નાટક પ્રકાશ રકામ જ્યાં હોય ત્યાંથી મંગાવી લેવી.

**નોટપેડ કાગળ સંઘરવામાં આવશે નહિં.** રૂ. આ. ૧

| | |
|---|---|
| સીતારામ નાટકનાં ગાયનો. | ૦—૨—૦ |
| તુલસીરામ ભક્ત— | ૦—૨—૦ |
| શાન્તી કાન્તી— | ૦—૨—૦ |
| રઘુસીંહ— | ૦—૨—૦ |
| શ્રી. કૃષ્ણ ભક્ત સુદામા— | ૦—૨—૦ |
| પુરણ—ચંદ્ર | ૦—૨—૦ |

માલીક.

**શા૦ લલ્લુભાઇ શામળદાસ**

**અમદાવાદ**